# 15. ગુજરાત મોરી મોરી રે



**ઉમાશંકર જોશી**

**જન્મ : 21-7-1911, અવસાન : 19-12-1988**

ઉમાશંકર જેઠાલાલ જોશીનો જન્મ સાબરકાંઠા જિલ્લાના બામણા ગામમાં થયો હતો. તેમણે 'ગંગોત્રી', 'નિશીથ', 'પ્રાચીના', 'મહાપ્રસ્થાન', 'અભિજ્ઞા', 'સપ્તપદી' વગેરે અનેક કાવ્યસંગ્રહો આપ્યા છે, જે હવે 'સમગ્ર કવિતા' રૂપે ઉપલબ્ધ છે. તેમના 'શ્રાવણી મેળો' અને 'વિસામો' જેવા વાર્તાસંગ્રહો, 'સાપના ભારા' અને 'હવેલી' જેવા એકાંકીસંગ્રહો, 'ગોષ્ઠિ' અને 'ઉઘાડી બારી' નિબંધસંગ્રહો છે. તેમણે પ્રવાસવર્ણનો તેમજ 'ગાંધી-કથા' જેવાં ચરિત્રાત્મક લખાણોયે લખ્યાં છે. તેમણે વિવેચન, અનુવાદ તથા સંપાદન ક્ષેત્રે પણ ઉત્તમ સાહિત્યસેવા કરી છે. આ કવિને 1939નો રણજિતરામ સુવર્ણચંદ્રક, 1968નો જ્ઞાનપીઠ પુરસ્કાર તથા 'કવિની શ્રદ્ધા' માટે કેન્દ્રીય સાહિત્ય અકાદમીનો પુરસ્કાર મળ્યા હતા. તેઓ કેન્દ્રીય સાહિત્ય અકાદમીના અધ્યક્ષ પણ રહ્યા હતા.

'ઊર્મિ કે ભાવની સીધી લયસુંદર અભિવ્યક્તિ કરતી પદ્યરચના' એટલે ઊર્મિકાવ્ય. આ કાવ્યમાં કવિનો ગુજરાત પ્રત્યેનો પ્રેમ રજૂ થયો છે, ગુજરાતની વિશિષ્ટ ભૂગોળ અને એના ભવ્ય ઇતિહાસના ઉલ્લેખોથી કવિએ અહીં પ્રત્યેક ગુજરાતીના હૃદયમાં વહી રહેલા સ્થળપ્રેમને જાગૃત કર્યો છે. ગુજરાતનું જાણે આ મહિમાગાન બની ગયું છે.

મળતાં મળી ગઈ મોંઘેરી ગુજરાત
ગુજરાત મોરી મોરી રે.
ભારતની ભોમમાં ઝાઝેરી ગુજરાત
ગુજરાત મોરી મોરી રે.
સાબરનાં મર્દાની સોણલાં સુણાવતી,
રેવાનાં અમૃતની મર્મર ધવરાવતી,
સમદરનાં મોતીની છોળે નવરાવતી,
ગુજરાત મોરી મોરી રે.
ગિરનારી ટૂકો ને ગઢ રે ઈડરિયા,



પાવાને ટોડલે મા'કાળી મૈયા,
ડગલે ને ડુંગરે ભર દેતી હૈયાં,
ગુજરાત મોરી મોરી રે.
આંખની અમીમીટ ઊમટે ચરોતરે,
ચોરવાડ વાડીએ છાતી શી ઊભરે !
હૈયાનાં હીર પાઈ હેતભરી નીતરે,
ગુજરાત મોરી મોરી રે.
કોયલ ને મોરને મેઘમીઠે બોલડે,
નમણી પનિહારીને ભીને અંબોડલે,
નીરતીર સારસશાં સુખડૂબ્યાં જોડલે,
ગુજરાત મોરી મોરી રે.

નર્મદની ગુજરાત દોહ્યલી રે જીવવી,
ગાંધીની ગુજરાત કપરી જીરવવી,
એક વાર ગાઈ કે કેમ કરી ભૂલવી ?
ગુજરાત મોરી મોરી રે.
ભારતની ભોમમાં ઝાઝેરી ગુજરાત
ગુજરાત મોરી મોરી રે.
મળતાં મળી ગઈ મોંઘેરી ગુજરાત
ગુજરાત મોરી મોરી રે.

(**'સમગ્ર કવિતા'**માંથી)

## ● ટિપ્પણ

**મોરી** મારી, આગલી હરોળની મોખરાની **મર્દાની** મરદાનીથી ભરેલાં **સોણલાં** સ્વપ્ન **મર્મર** ધીમો અવાજ **છોળે** મોજાંની છાલકોથી **ટૂકો** પર્વતનાં અનેક સળંગ શિખરો **ટોડલો** બારસાખની બહાર દેખાતો ઉપલો છેડાનો ભાગ **અમીમીટ** અમૃત ભરી, મીઠાશ ભરી નજરે **ચરોતર** ચારુતર એટલે સુંદર, લીલોછમ **ઊમટે** એકસામટા જથ્થામાં આગળ ધસે **ઊભરે** ઊભરાય **નીરતીર... કપરી જીરવવી** – આ પંક્તિઓમાં કવિએ ગુજરાતના જલકિનારે સુખથી સહેલતી સારસની જોડીનું ચિત્ર આંક્યું છે. વળી, કહ્યું છે કે નર્મદના સમયમાં ગુજરાતની સ્થિતિ સામાજિક રીતે ઘણી પછાત હતી. તેમાં એણે જે પુરુષાર્થ કર્યો, તે ઘણો મોંઘો હતો. આથી એ વખતે ગુજરાતનું જીવન દોહ્યલું હતું; તો વળી, મહાત્મા ગાંધીના કાળમાં સ્વતંત્રતા માટે પરદેશી સરકાર સામે જે મોરચા મંડાયા, તેથી પ્રજાના જીવનમાં જે સંઘર્ષવાળું વાતાવરણ જન્મ્યું તે કઠણ હતું. તેથી તે સમયમાં જીવવું ઘણું કપરું હતું. **દોહ્યલી** મુશ્કેલ; અઘરી, દુર્લભ **કપરી** મુશ્કેલ; અઘરી

## ● ભાષા-સજ્જતા

### ● નિબંધ ●

આપણે અનેક રીતે આપણા વિચારો અને ભાવો રજૂ કરીએ છીએ. જ્યારે કોઈ એક વિષયની સરસ અને વ્યવસ્થિત રીતે રજૂઆત થાય, ત્યારે તેને નિબંધ કહેવામાં આવે છે. નિબંધમાં સ્થળ, વ્યક્તિ કે દૃશ્યનું વર્ણન કરવામાં આવે છે કે કોઈ વિષયની સારી અને નબળી બાજુની ચર્ચા કરવામાં આવે છે. એટલે કે નિબંધ અનેક પ્રકારના હોય છે.

**નિબંધ લખવા માટે આપણી પાસે બે પ્રકારની આવડત હોવી જોઈએ :** (1) નિબંધ માટેના ભાવો કે વિચારો (2) એ ભાવો કે વિચારોને સરસ ભાષામાં, વ્યવસ્થિત રીતે રજૂ કરવાની આવડત.

**સરસ નિબંધ લખવાની શક્તિ વિકસાવવા માટે :** (1) ઉત્તમ પુસ્તકો કે લેખોનું વાચન કરવું જોઈએ. (2) સાંભળેલી કે વાંચેલી બાબત ઉપર વિચાર કરવો જોઈએ. (3) આજુબાજુની વસ્તુઓનું ઝીણવટથી અવલોકન કરવાની ટેવ પાડવી જોઈએ (4) મનમાં જે વિચારો કે ભાવો જાગે, તેને લખવાની ટેવ પાડવી જોઈએ. જે લખીએ તે સરસ રીતે, અસરકારક રીતે લખાયું છે કે નહિ તે તપાસવું જોઈએ. બીજા કોઈ લેખકે એ બાબત વિશે લખ્યું હોય તો તેના લખાણમાં શું-શું ગમી જાય તેવું છે, પોતાના લખાણથી જુદું શું છે તે તપાસવું જોઈએ. કોઈના લખાણની માત્ર નકલ ન કરવી જોઈએ. આપણને જે સૂઝે તે આપણી રીતે લખવાની ટેવ પાડવી જોઈએ.

**નિબંધની પાયાની બાબતો નીચે મુજબ છે :**

(1) નિબંધની શરૂઆત (2) પરિચ્છેદ (ફકરા) (3) સપ્રમાણતા (4) વિચારોની સળંગસૂત્રતા (5) અંત (6) ભાષાની સરસતા અને સચોટતા

**નિબંધોના પ્રકારોનું વર્ગીકરણ નીચે પ્રમાણે કરી શકાય :**

**(1) વર્ણનાત્મક** : પ્રકૃતિવર્ણન, સ્થળવર્ણન, પ્રવાસવર્ણન, તહેવારવર્ણન

**(2) સંસ્મરણાત્મક** : સ્વાનુભવો, સંસ્મરણો, પ્રિય વસ્તુનાં સ્મરણ

**(3) વ્યક્તિચિત્ર** : તેને ચરિત્રનિબંધ કે રેખાચિત્ર પણ કહે છે. તેમાં વ્યક્તિની મુખ્ય વિશેષતાઓનું ટૂંકમાં ચિત્ર અપાય છે.

**(4) આત્મકથાત્મક** : કોઈ વ્યક્તિ કે વસ્તુ પોતાની કથા કહેતું હોય તે પ્રકારની રજૂઆતવાળો નિબંધ.

**(5) ચિંતનાત્મક** : આવા નિબંધમાં ચિંતન, વિષયની સારી-નબળી બાજુની તુલના, પ્રસંગ કે નિર્ણયની યોગ્યતા વિશેની ચર્ચા અને વિચારની ઊંડાણપૂર્વકની રજૂઆત મુખ્ય હોય છે.

- **અભ્યાસ**

## 1. નીચેના પ્રશ્નોના ઉત્તર આપો :

1. ગુજરાતને કવિએ કેવી કહી છે ?

2. નર્મદાનું બીજું નામ કહો.

3. 'ચરોતર' પ્રદેશ ક્યાં આવેલો છે ?

4. સારસની જોડી ક્યાં સહેલ કરે છે ?

5. નર્મદના સમયે ગુજરાતની સ્થિતિ કેવી હતી ?

## • સ્વાધ્યાય

### 1. નીચેના પ્રશ્નોના ઉત્તર આપો.

1. કાવ્યમાં ગુજરાતના કયા-કયા પ્રદેશોનો ઉલ્લેખ કર્યો છે ? એ પ્રદેશો શા માટે જાણીતા છે ?
2. ગુજરાતની કઈ-કઈ નદીઓ અને પર્વતોનો ઉલ્લેખ થયેલો છે ? એમની વિશિષ્ટતા જણાવો.
3. ગુજરાતનું સૌંદર્ય કયા શબ્દોમાં નિરૂપવામાં આવ્યું છે ?
4. કાવ્યમાં જે-જે પક્ષીઓનો ઉલ્લેખ થયેલો છે, એમની વિશેષતાઓ જણાવો.

### 2. નીચેના પ્રશ્નોના ઉત્તર પોતાની રીતે વિચારીને લખો.

1. ગુજરાતમાં આવેલી નદીઓની યાદી તૈયાર કરીને કોઈ પણ એક નદી વિશે ચાર-પાંચ વાક્યો લખો.
2. ગુજરાતમાં આવેલા પર્વતોની યાદી તૈયાર કરીને કોઈ પણ એક પર્વત વિશે ચાર-પાંચ વાક્યો લખો.
3. પ્રાસયુક્ત જોડકણાં બનાવવાનો પ્રયત્ન કરો... કોઈ પણ બે જોડકણાં બનાવો.

### 3. આ કાવ્યના સમૂહગાન વખતે સંગીતનાં કયાં-કયાં સાધનોનો ઉપયોગ કરશો ? તમને કયું વાદ્ય વગાડવું ગમશે ?

### 4. નીચેના શબ્દોના સમાનાર્થી શબ્દો લખો :

| | | |
|---|---|---|
| ભોમ - ______________ | સમંદર - ______________ | હેત - ______________ |
| આંખ - ______________ | હૈયું - ______________ | નીર - ______________ |

### 5. નીચેની કાવ્યપંક્તિઓ પૂર્ણ કરો :

(1) સાબરનાં મર્દાની______________________________________________

______________________________________________નવરાવતી.

(2) નર્મદની ____________________

____________________ કેમ કરી ભૂલવી ?

**6. ગુજરાત વિશે આઠ-દસ વાક્યો લખો.**

**7. સૂચના પ્રમાણે કરો.**

- શબ્દને અંતે 'લે' આવે તેવા શબ્દો કાવ્યમાંથી શોધીને લખો.
- આવા બીજા શબ્દો મેળવો અને લખો.
- આ શબ્દોનો ઉપયોગ કરી પ્રાસયુક્ત એક-બે પંક્તિ બનાવો.
- તમે પંક્તિ કેવી રીતે બનાવી શક્યાં ? તમે બનાવેલી પંક્તિ વર્ગ સમક્ષ રજૂ કરો.

**8. નીચેના શબ્દોને શબ્દકોશના ક્રમમાં ગોઠવો.**

ટોડલો, મોજાં, ઊમટે, અમીમીટ, આંખ, ભોમ

**• પ્રવૃત્તિ**

1. ગુજરાતની ગૌરવગાથા રજૂ કરતાં ગીતો મેળવી સંગ્રહપોથી તૈયાર કરો.
2. આ ગીતો વર્ગમાં કે પ્રાર્થના-સંમેલનમાં રજૂ કરો.
3. કાવ્યમાં જે સ્થળોનો ઉલ્લેખ થયો છે, તે સ્થળો ગુજરાતના નકશામાં શોધો.
4. તમે એકઠાં કરેલાં ગીતોમાંથી તમને પસંદ કોઈ પણ બે-પાંચ પંક્તિ કાયમી યાદ રાખવાનો પ્રયત્ન કરો. આવી પંક્તિઓ એક-બીજા મિત્રો પાસેથી સાંભળો.

•